—उत्कृष्टसंक्लिष्टपरिणामो नारकायुर्बन्धकः, तत्प्रायोग्यविशुद्ध्यमानपरिणामोऽनुत्तरसुरायुर्बन्धकः (ટીકા, પત્ર ४९१). આ પ્રમાણેની ટીકાની વ્યાખ્યાથી પ્રસ્તુત સૂત્રપાઠની મૌલિકતા સ્પષ્ટ જ છે. આમ છતાં કોઈ પણ પ્રતિમાં નહીં મળતો અને ન જ જોઈએ તેવો असंकिलिट्ठपरिणामे वा આવો ખોટો પાઠ અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં છપાયો છે, તે આ પ્રમાણે ઉ૦ संकिलिट्ठपरिणामे वा असंकिलिट्ठपरिणामे वा तप्पाउग्गविसुज्झमाणपरिणामे वा. આ પાઠમાં ઉ૦ છે તેના બદલે घ તથા अ આવૃત્તિમાં उक्कोसेणं, म આવૃત્તિમાં उक्कोसं અને सु આવૃત્તિમાં उक्कोस છે. અભ્યાસી વાચકો સહજ સમજી શકે તેમ છે કે तप्पाउग्गविसुज्झमाणपरिणामे वा પાઠ જ असंकिलिट्ठ-परिणामे પાઠને બિનજરૂરી સાબિત કરે છે.

५५ १४०९ મા સૂત્રમાં આવેલો एवमेते चउवीसं चउवीसदंडगा ५७६ भवंति । આ સંગત અને મૌલિક સૂત્રપાઠ પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ આપે છે. આ પાઠમા આવેલા एवमेते પાઠના બદલે म०, पु १, पु २ સંજ્ઞક પ્રતિઓ एवमेव પાઠ આપે છે. अ આવૃત્તિ સિવાયની સમગ્ર આવૃત્તિઓમા અહી एवमेव પાઠ છે. અહી અર્થની દૃષ્ટિએ પણ જોતાં एवमेते પાઠ સુસંગત છે.

५६. १०७ મા સૂત્રમાં આવેલા पहराइयाओ (પૃ૦ ३८) આ સૂત્રપદના સ્થાનમાં કેવળ म० સંજ્ઞક પ્રતિમાં पहराइया પાઠ છે. અહીં એક સિવાયની પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ पहराइयाओ પાઠ આપે છે, તેથી पहराइया પાઠને સ્વીકારવાની લાલચ જતી કરીને પણ બહુસંખ્ય પ્રતિઓના પાઠને પ્રાધાન્ય આપ્યું છે. અદ્યાવધિ પ્રકાશિત બધીય આવૃત્તિઓમાં અહી पहराइया પાઠ છે.

५७. १२२४ મા સૂત્રના અંતમા આવેલા सुक्कलेस्सं। આ સૂત્રપદના બદલે पु २ સંજ્ઞક પ્રતિમાં આ પ્રમાણે વિસ્તૃત પાઠ છે—सुक्कलेस्सं पप्प जाव भुज्जो भुज्जो परिणमइ? हंता गोयमा! तं चेव। અહીં અભ્યાસી વાચકોને १२२० થી १२२३ સુધીનાં સૂત્રો જોતા સહજભાવે જ જણાશે કે १२२४ મા સૂત્રના પ્રારંભમા આવેલો एवं શબ્દ જ અમે મૂળ વાચનામાં સ્વીકારેલા પાઠને સુસંગત સાબિત કરે છે. અહી જણાવેલો पु २ પ્રતિનો વધારાનો પાઠ કોઈ વિદ્વાને પ્રતિપાદ્ય વિષયને અતિ સુગમ કરવા ખાતર પાછળથી ઉમેરેલો છે એમ સ્પષ્ટ થાય છે. અદ્યાવધિ પ્રકાશિત સમગ્ર આવૃત્તિઓમા અહી જણાવેલા पु २ પ્રતિના જેવો વિસ્તૃત પાઠ છે. આ પાઠને મૌલિક માની શકાય નહિ.

५८. २०३३ મા અને २०३५ મા સૂત્રમાં આવેલા परियाइयणया આ સૂત્રપદના સ્થાનમાં માત્ર पु २ પ્રતિ અનુક્રમે परियायणया અને परियाइणया પાઠ આપે છે. અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં પ્રસ્તુત બન્ને સ્થાનમા परियाइणया પાઠ છે, જે પછીના સમયની કોઈક જ પ્રતિ આપે છે, તેથી અમે મૂળ વાચનામા તે સ્વીકાર્યો નથી. અહીં મુદ્રિત ટીકાના અવતરણમાં પણ परियाइणया પાઠ છે, છતાં ખંભાત અને જેસલમેરના ભંડારની ટીકાની તાડપત્રીય પ્રતિઓમાં परियाइयणया અવતરણ છે. આથી અમે સ્વીકારેલો પાઠ સુસંગત છે.

५९. ९८ મા સૂત્રમાં આવેલા चुंचुया (પૃ૦ ३६) શબ્દના બદલે અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં चंचुया શબ્દ છે. અહીં જોકે जे०, म०, प्र० અને पु २ સંજ્ઞક પ્રતિઓ પણ चंचुया પાઠ આપે જ છે, છતાં અમે મૂળમાં સ્વીકારેલો પાઠ મૌલિક છે તેમ કહી શકીએ. પ્રસ્તુત સમગ્ર પાઠ ઉપરની ટિપ્પણીમાં પ્રવચનસારોદ્ધારનો મૂળ અને ટીકાનો પાઠ આપ્યો છે, તેમાં અનુક્રમે चंचुय અને चञ्चुकाः પાઠ છે, તેથી અહીં જણાવેલા चुंचुया શબ્દને અમે મૂળમાં સ્વીકાર્યો છે. અન્યાન્ય ગ્રંથો પણ આપણને મૂળ વાચનાના નિર્ણયમાં ક્યારેક ઉપયોગી ઉકેલ આપે છે, એ આ ઉપરથી જોઈ શકાય છે.

१०. १८०७ मा सूत्रमां आवेला णवरं ओसण्णकारणं ण भवति (पृ० ३९५, पं०४) आ સૂત્રપાઠગત भवति શબ્દના બદલે જે૦ સિવાયની સમગ્ર સૂત્રપ્રતિઓમાં અને અદ્યાવધિ પ્રકાશિત સમગ્ર આવૃત્તિઓમાં भण्णति શબ્દ છે. ટીકામાં આ સૂત્રપાઠનું પ્રતીક લીધુ છે તેમાં हवइ (ટીકા, પત્ર ૫૦૬, પૃષ્ઠિ ૧) પાઠ હોવાથી અમે અહીં મૂળ વાચનામાં જે૦ પ્રતિનો भवति શબ્દ સ્વીકાર્યો.

૧૧. ૧૫૯૧ મા સૂત્રના અંતમાં આવેલા माणियव्वो। આ સૂત્રપદ પછી માત્ર पु २ સંજ્ઞક પ્રતિમાં जाव वेमाणिय त्ति। આટલો પાઠ વધારે છે. ध, म અને તદનુસારે सु આવૃત્તિમાં પ્રસ્તુત સ્થાનની વાચના અમારા પ્રમાણે છે; જ્યારે શેષ ત્રણ આવૃત્તિઓમાં અહીં જણાવેલો पु २ પ્રતિનો વધારાનો પાઠ છે.

૧૨. ૨૦૩૨ મા સૂત્રના પ્રારંભમાં આવેલો अणंतराय आहारे (પૃ૦ ૪૧૯) આ સૂત્રપાઠ અમને કેવળ જે૦ સંજ્ઞક પ્રતિએ જ આપ્યો છે; શેષ હસ્તલિખિત પ્રતિઓમાં તથા स અને हि આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમા अणंतरगयाहारे પાઠ છે. આ સિવાયની અન્ય પ્રકાશિત આવૃત્તિઓમાં આ સ્થાનમા આવેલો अणंतरागयाहारे પાઠ અમને કોઈ પણ પ્રતિએ આપ્યો નથી. મુદ્રિત ટીકામાં અને અમે જોયેલી ટીકાની કેટલીક હસ્તલિખિત પ્રતિઓમાં પ્રસ્તુત સૂત્રપદનું અવતરણ अणंतरागयाहारे છે. આની વ્યાખ્યા પણ ટીકાની મુદ્રિત આવૃત્તિમાં अनन्तरागताहारको છે. આ ઉપરથી કોઈ પણ સૂત્રપ્રતિમાં નહીં હોવા છતાં જે તે આવૃત્તિની મૂળ વાચનામાં अणतरागयाहारे પાઠ લેવાયો હશે એમ લાગે છે. પણ ટીકાની પ્રાચીન તાડપત્રીય પ્રતિઓમાં આ પદનું અવતરણ अणंतराहारे છે અને આની વ્યાખ્યામાં પણ अनन्तराहारको છે. તેમ જ પ્રસ્તુત સૂત્ર પછીના ૨૦૩૩ મા સૂત્રમાં આવેલા अणंतराहारा સૂત્રપદની મુદ્રિત ટીકામા अनन्तरागताहाराः પાઠ છે, જ્યારે ટીકાની તાડપત્રીય પ્રતિઓમાં अनन्तराहाराः પાઠ છે. આથી મૂળ વાચનામાં અમે રાખેલા સૂત્રપદને મૌલિક ગણવું જોઈએ.

૧૩. ૨૧૬૫ મા અને ૨૧૬૬[૧] સૂત્રમાં આવેલા असंखेज्जतिभागं (પૃ૦ ૪૪૨, પં૦ ૧ અને પં૦ ૮) પાઠના બદલે ध०, म० અને प्र० પ્રતિઓમાં संखेज्जतिभागं પાઠ છે, (જે નીચે પહેલી અને ત્રીજી ટિપ્પણીરૂપે નોંધ્યો છે) તેને મૂળમાં લઈને મૂળમાં સ્વીકારેલા असखेज्जतिभागं પાઠને ટિપ્પણીમાં લેવાનો સુધારો અમે પ્રસ્તુત ગ્રંથના પહેલા ભાગના શુદ્ધિપત્રકમાં જણાવ્યો છે. અદ્યાવધિ પ્રકાશિત થયેલી સમગ્ર આવૃત્તિઓમાં આ સ્થાનમાં असंखेज्जतिभागं પાઠ છે. અહીં અમે संखेज्जतिभागं પાઠની મૌલિકતા આ કારણે માની છે — મુદ્રિત ટીકામાં આ સ્થાનની વ્યાખ્યા આ પ્રમાણે છે : तैजससमुद्घातमारममाणाना जघन्यतोऽपि क्षेत्रमायामतोऽङ्गुलासङ्ख्येयभागप्रमाणं भवति न तु सङ्ख्येयभागमानम्। (ટીકા, પત્ર ૫૯૭, પૃષ્ઠિ ૨). ટીકાની આ વ્યાખ્યાથી તો મૂળ વાચનામાં અહીં असखेज्जतिभागं પાઠ બંધ બેસે છે. પણ અમે ખંભાત-જેસલમેરના ભંડારની તેમ જ અન્ય બીજી જે કોઈ કાગળ ઉપર લખાયેલી ટીકાની પ્રતિઓ જોઈ તેમાં ઉક્ત ટીકાના પાઠમાં न तु सङ्ख्येयभागमानम् આ પાઠના બદલે न त्वसङ्ख्येयभागमानम् આવો પાઠ છે. અમને એટલો વિશ્વાસ છે કે ટીકાની હસ્તલિખિત સમગ્ર પ્રતિઓમાં પણ न त्वसङ्ख्येयभागमानं પાઠ હશે. ध તથા स આવૃત્તિમાં પ્રકાશિત થયેલી ટીકામાં તેમની સામેની ટીકાની હસ્તલિખિત પ્રતિમાં તો પ્રસ્તુત न त्वसङ्ख्येयभागमानं પાઠ જ હશે, પણ તે બન્નેએ ઉપયોગમાં લીધેલી સૂત્રપ્રતિઓના મૂળ પાઠમાં તેમને संखेज्जतिभागं પાઠ નહિ મળ્યો હોય, એટલે કે असंखेज्जतिभागं પાઠ મળ્યો હશે, તેથી તેમણે ટીકાના न त्वसंख्येयभागमानं પાઠને સ્વયં સુધારીને न तु सङ्ख्येयभागमानं છાપ્યો લાગે છે. અલબત્ત, ટીકાની બધી પ્રતિઓ અહીં જે न त्वसंख्येयभागमानं પાઠ આપે છે તે પાઠની સાર્થકતા તો અહીં જણાવેલા

ટીકાના પાઠમાં આવતા **क्षेत्रमायामतोऽङ्गुलासंख्येयभागप्रमाणं** આ પાઠના બદલે **क्षेत्रमायामतोऽङ्गुल-संख्येयभागप्रमाणं** પાઠ આપે તો જ થાય છે. પણ ટીકાની કોઈ પણ પ્રતિ આવો સવાદી પાઠ આપતી નથી. અમારા મંતવ્ય પ્રમાણે આ કંડિકામાં આપેલા ટીકાના પાઠનું મુદ્રણ આ પ્રમાણે કરવું જોઈએ — **तैजससमुद्घातमारभमाणानां जघन्यतोऽपि क्षेत्रमायामतोऽङ्गुला(ल)संख्येयभागप्रमाणं भवति, न त्वसंख्येयभागमानम् ।**

૬૪. ૨૨૧મા પૃષ્ઠમાં આવેલા ૮૯૮અને૮૯૯, આ બે સૂત્રો પ્રજ્ઞાપનાસૂત્રની પ્રાચીન-અર્વાચીન સમગ્ર સૂત્રપ્રતિઓમાં નિરપવાદરૂપે મળે છે અને તેથી જ **सु** સિવાયની અદ્યાવધિ પ્રકાશિત થયેલી પ્રજ્ઞાપનાસૂત્રની સમગ્ર આવૃત્તિઓમાં આ બે સૂત્રો છે જ. **सु** આવૃત્તિમાં આ બે સૂત્રો નથી. આ બે સૂત્રો પૈકીનું ૮૯૮ મુ સૂત્ર ૮૭૦ મા સૂત્ર સાથે અક્ષરશઃ મળતું હોવાથી ૮૯૮ મા સૂત્રની ઉત્થાનિકામાં ટીકાકારે આ પ્રમાણે જણાવ્યું છે : **सम्प्रति प्रागुक्तमेव सूत्रं सूत्रान्तरसम्बन्धनार्थं भूयः पठति ।** આથી ૮૯૮ મા સૂત્રની મૌલિકતા એવં ઉપયોગિતા સહજસિદ્ધ થાય જ છે. **सुत्तागमे** ના સપાદકજીને ૮૭૦ મું સૂત્ર ફરી ૮૯૮ મા સૂત્રરૂપે આવે તે બરાબર નહી લાગતા તેમણે તેની મૌલિકતાને તપાસ્યા વિના જ કાઢી નાખ્યુ તે તેમનો સંભ્રમ કલ્પી શકાય તેવો છે.

૬૫. ૨૯૬–૯૭ મા પૃષ્ઠમાં આવેલા ૧૨૩૭ મા સૂત્રમાંથી અનેક સૂત્રપદો **सु** આવૃત્તિમાં ઇરાદાપૂર્વક લેવાયાં નથી એમ જણાય છે. પ્રસ્તુત સૂત્રપદો આ છે : ૨૯૬ મા પૃષ્ઠની ૧૫ મી પંક્તિમા બે વાર આવેલો તથા ૧૮ મી પંક્તિમાં આવેલો **वर** શબ્દ, ૧૮–૧૯ મી પંક્તિમા આવેલો **आसला मासला पेसला ईसीओढावलंबिणी ईसिं वोच्छेयकडुई ईसी तंबच्छिकरणी** આ સૂત્રપાઠ, અને ૨૯૭ મા પૃષ્ઠની પહેલી પંક્તિમા આવેલો **आसायणिज्जा वीसायणिज्जा पीणणिज्जा विंहणिज्जा दीवणिज्जा** આ સૂત્રપાઠ તથા બીજી પંક્તિમા આવેલુ **सव्विंदियपल्हायणिज्जा** આ સૂત્રપદ. અહી કોઇ પણ સમજદાર વાચક સહજ સમજી શકે તેમ છે કે પ્રાચીન-અર્વાચીન સમગ્ર સૂત્રપ્રતિઓમાં નિરપ-વાદરૂપે મળતાં તેમ જ **सुत्तागमे** સિવાયની સમગ્ર આવૃત્તિઓમાં સ્વીકારાયેલા ઉપરનાં (૧૨૩૭ મા સૂત્રનાં) સૂત્રપદો દૃષ્ટિદોષ (પ્રૂફવાચન સંબંધિત) કે અનવધાનથી નહી પણ પોતાને ઇષ્ટ પાઠ રજૂ કરવાની બુદ્ધિથી જ **सु** આવૃત્તિમાં લેવાયાં નથી.

૬૬. સૂત્ર ૯૭૨, ગા૦ ૨૦૩ માં જણાવેલા **अद्दा य असी य मणी उडुपाणे तेल्ल फाणिय वसा य** આ સાત દ્વારોના બદલે **स** આવૃત્તિમાં **उडुपाणे** ના બદલે **दुद्ध** અને **पाणे** બે દ્વારો હોવાથી આઠ દ્વાર મળે છે. આવો આઠ દ્વારવાળો પાઠ પણ અનેક હસ્તલિખિત પ્રત્યંતરોમાં મળે છે. અહી પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓમાં મળતો **उडुपाणे** પાઠ પ્રામાણિક હોવાથી અમે સ્વીકાર્યો છે. કેવળ પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓ આપે છે એટલા જ કારણથી અમે આ પાઠને પ્રાધાન્ય આપ્યુ છે તેમ પણ નથી; તદન્વયે વધુ સ્પષ્ટીકરણ કરીએ છીએ : આગળ ૯૯૯મા સૂત્રમાં પ્રસ્તુત દ્વારોનું નિરૂપણ છે. ત્યાં **अद्दाय** દ્વારની વ્યાખ્યા કર્યા પછી **असि** દ્વારથી **वसा** દ્વાર સુધીનાં દ્વારો માટે આચાર્ય શ્રી મલયગિરિજીની ટીકામાં **एवमसि-मण्यादिविषयाण्यपि षट् सूत्राणि भावनीयानि** આવી સ્પષ્ટ વ્યાખ્યા છે. આથી આ સંદર્ભમા, **उडुपाणे** દ્વાર જ મૌલિક અને પ્રમાણિત છે; તેના બદલે **दुद्ध पाणे** એમ બે દ્વાર કરીએ તો ટીકાકારે જણાવેલાં **षट् सूत्राणि** = ૭ સૂત્રના બદલે સાત સૂત્ર થઈ જાય. પ્રસ્તુત દ્વારગાથામા આવેલા **उडुपाणे** શબ્દની વ્યાખ્યા, ટીકાની પ્રાચીન-અર્વાચીન સમગ્ર હસ્તલિખિત પ્રતિઓમાં પડી ગઈ છે. જો કે સમિતિ તરફથી પ્રકાશિત થયેલી ટીકાની આવૃત્તિમાં **उडुपाणे**ના બદલે તેના મૂળ પાઠમાં સ્વીકારેલા **दुद्ध** અને **पाणे** આ બે પદની વ્યાખ્યા છાપી છે, પણ તે ટીકાનો મૌલિક પાઠ નથી, પણ કોઈક વિદ્વાને તે સ્વયં બનાવીને ઉમેરેલો છે, એ તો ઉપર

જણાવેલા ૯૯૯મા સૂત્રની ટીકાના પાઠથી જ સ્પષ્ટ છે. આ બાબતની વિશેષ ચોખવટ અમે પ્રથમ ભાગના ૨૩૭ મા પૃષ્ઠની ટિપ્પણીમાં કરી છે, તે જિજ્ઞાસુઓને જોવા ભલામણ છે.

પ્રસ્તુત પાઠના નિર્ણયમા બીજો આધાર પણ અમને મળ્યો છે, જે નિશીથસૂત્રમાં આવે છે. નિશીથસૂત્રના ૧૩ મા ઉદ્દેશમાં मत्तए अद्दाए असीए मणीए उडुपाणे तेल्ले फाणिए અને वसाए આ સૂત્રપદો છે. અહીં પણ મુખ જોવાનો વિષય પ્રસ્તુત હોઈ જેમાં જેમાં મુખ જોઈ શકાય તે તે પદાર્થો જણાવ્યા છે. પ્રજ્ઞાપનાસૂત્ર તથા નિશીથસૂત્રના પ્રસ્તુત સંદર્ભો જોતાં उडुपाणे પાઠની એકાંત મૌલિકતા ઠરે છે. અહી એક વસ્તુ જણાવીએ છીએ કે આચાર્ય શ્રી વિજયપ્રેમસૂરિજી તથા આચાર્ય શ્રી વિજયજંબૂસૂરિજી દ્વારા સંપાદિત નિશીથચૂર્ણિની સાઇક્લોસ્ટાઇલ કૉપીમાં અને તદનુસારે શ્રી કમલમુનિજીએ સંપાદિત કરેલી નિશીથચૂર્ણિની મુદ્રિત આવૃત્તિમાં આપેલી નિશીથ-સૂત્રની મૂળ વાચનામાં ઉપર જણાવેલા उडुपाणेના બદલે कुड्डापाणे પાઠ છે અને તેના પાઠાંતરમાં कुंडपाणिए પાઠ આપ્યો છે. આ कुड्डापाणे કે कुंडपाणिए એ उडुपाणेનું લિપિદોષથી થયેલું સ્વરૂપ છે અને તે ચૂર્ણિની વ્યાખ્યાની અસરથી કોઈએ કલ્પીને બનાવેલો શબ્દ છે. સંશોધનમાં રસ ધરાવનાર અભ્યાસીઓની જાણ ખાતર નિશીથસૂત્રના પ્રસ્તુત પાઠના સબંધમાં પણ સવિશેષ માહિતી આપવી ઇષ્ટ માની છે. નિશીથસૂત્રના પ્રસ્તુત સૂત્રસંદર્ભની અમે ત્રણ પ્રકારની વાચના જોઈ છે, તે આ પ્રમાણે :

(१) जे० मत्तए अप्पाणं देहति देहंतं वा सातिज्जति। एवं अद्दाए असीए मणीए उडुपाणे तेल्ले फाणिए वसाए अप्पाणं देहति देहंतं वा सातिज्जति। નિશીથસૂત્રનો આ પાઠ અમે પ્રાચીન તાડપત્રીય પ્રતિઓના આધારે તૈયાર કરેલી કૉપીમાંથી નોંધ્યો છે.

(२) जे भिक्खू मत्तए अत्ताणं देहति दे०२ एवं जे पडिग्गहे० जे आदंसए० जे० मणिम्मि० जे असिम्मि० जे० आभरणंसि० जे उद(डु)पाणे० जे उदयकुंभे० जे महुकुं० जे तेल्लकुं० जे घयकुं० जे फाणिए० जे वसाए०। નિશીથસૂત્રનો આ પાઠ પાછળની એટલે અર્વાચીન નહીં પણ ૩૦૦-૪૦૦ વર્ષ પહેલાંની કેટલીક હસ્તલિખિત પ્રતિઓમાંથી અમે નોંધ્યો છે.

(३) जे भिक्खू मत्तए अत्ताणं देहइ, देहंतं वा सातिज्जति ॥ सू० ३१ ॥ जे भिक्खू अद्दाए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ३२ ॥ जे भिक्खू असीए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ३३ ॥ जे भिक्खू मणिए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ३४ ॥ जे भिक्खू कुड्डापाणे अप्पाण देहइ, देहंतं वा सातिज्जति ॥ ३५ ॥ जे भिक्खू तेल्ले अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ३६ ॥ जे भिक्खू महुए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ३७ ॥ जे भिक्खू सप्पिए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ३८ ॥ जे भिक्खू फाणिए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ३९ ॥ जे भिक्खू मज्जए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ४० ॥ जे भिक्खू वसाए अप्पाणं देहइ, देहंतं वा सातिज्जति ॥ ४१ ॥ નિશીથસૂત્રનો આ પાઠ આચાર્ય શ્રી વિજયપ્રેમસૂરિજી અને આચાર્ય વિજયજંબૂસૂરિજી મહારાજ દ્વારા સંપાદિત થયેલી નિશીથચૂર્ણિની સાઇક્લોસ્ટાઇલ કૉપીમાંથી અને તદનુસારે શ્રી કમલમુનિજીએ સંપાદિત કરેલી નિશીથચૂર્ણિની મુદ્રિત આવૃત્તિમાંથી અમે નોંધ્યો છે. આ પાઠમાં ૩૧ મા સૂત્રમાં આવતા अत्ताणं देहइ देहंतं આ પાઠના પાઠાંતરરૂપે अप्पाणं पलोएइ पलोयंतं આવો પાઠભેદ તેમ જ ૩૫ મા સૂત્રમાં આવેલા कुड्डापाणेના પાઠાંતરરૂપે कुंडपाणिए આવો પાઠભેદ શ્રી કમલમુનિજીની આવૃત્તિમાં છે. આચાર્ય વિજયપ્રેમસૂરિજીએ આ પાઠભેદ પૈકીના कुंडपाणिए પાઠને પ્રત્યંતરના પાઠરૂપે નહીં પણ અર્થદર્શક ટિપ્પણીરૂપે નોંધ્યો છે.

**પ્રથમ તો** આપણે નિશીથસૂત્રના એક જ સૂત્રપાઠની ઉપર જણાવેલી ત્રણ પ્રકારની **વાચનાઓના સંબંધમાં વિચારીએ :**

(૧) પ્રાચીનતમ પ્રતિઓમાંથી મળેલી પ્રથમ વાચનામાં मत्तए પછીનાં अद्दाए આદિ **સાત પદો સંખ્યા અને ક્રમની** તુલનાએ પ્રજ્ઞાપનાસૂત્રનાં પદો સાથે તદ્દન મળી રહે છે. પ્રજ્ઞાપના-**સૂત્રમાં નથી એવું** આદિમાં આવેલું मत्तए સૂત્રપદ નિશીથસૂત્રનું આગવું અને મૌલિક સૂત્રપદ છે, **અને તેના ઉલ્લેખથી** ઉપલક્ષણથી અન્ય પાત્રોનું સૂચન સમજવું જોઈએ. અમને અમારા સંશોધન એવં પાઠપરીક્ષણના અનુભવથી આ પ્રથમ વાચના શુદ્ધ પ્રામાણિક એવં મૌલિક જણાય છે.

(૨) બીજી વાચનામાં આવેલાં વધારાનાં સૂત્રપદો, પ્રસ્તુત સૂત્રસંદર્ભની ચૂર્ણિ, નિશીથ-ભાષ્યાન્તર્ગત સંગ્રહણીગાથા અને તે ગાથાની ચૂર્ણિના વ્યાખ્યાનના આધારે પ્રક્ષિપ્ત થયાં હોય તેમ જણાય છે, તે આ પ્રમાણે—**પ્રથમ** मत्तए પદની વ્યાખ્યા કરીને ચૂર્ણિમાં **एवं पडिग्गहादिएसु वि ।** **આવી ઉપલક્ષણથી** સમજવા માટેની વ્યાખ્યા છે, તેના આધારે આ નિશીથસૂત્રની બીજી વાચનાના સૂત્રપાઠમાં एवं जे पडिग्गहे આ પાઠ ઉમેરાયો હોય તેમ લાગે છે. પ્રસ્તુત સૂત્રસંદર્ભની અર્થદ્યોતક નિશીથભાષ્યાન્તર્ગત સંગ્રહણીગાથા આ પ્રમાણે છે—

दप्पण मणि आभरणे सत्थ दए भायणऽण्णतरए वा ।
तेल्ल-महु-सप्पि-फाणित-मज्ज-वसासुत्तमादीसु ॥

આ ગાથામાં આવતાં બધાંય પદો સૂત્રપદો છે તેમ માનવાને કોઈ કારણ નથી. અલબત્ત, સૂત્રસ્પર્શિક નિર્યુક્તિગાથામાં સૂત્રપદોનો જ નિર્દેશ હોય છે, પણ આ સંગ્રહણીગાથા હોવાથી સૂત્રપદો ઉપરાંત પ્રસ્તુતને ઉપયોગી પદોનો તેમાં ઉપલક્ષણથી નિર્દેશ કર્યો હોય તેમ લાગે છે. આ અનુમાન અસંગત નથી. અર્થાત્ પ્રસ્તુત બીજી વાચનામાં આવેલો जे० आभरणंसि० जे उदयकुंभे० जे महुकुंभे० जे घयकुंभे० આ સૂત્રપાઠ ઉપર જણાવેલી સંગ્રહણીગાથા અને તેની ચૂર્ણિની વ્યાખ્યાના આધારે ઉમેરાયેલો હોય તેમ જણાય છે.

(૩) ત્રીજા નંબરની વાચનામાં ૩૫મા સૂત્રમાં આવેલું कुड्डापाणे સૂત્રપદ તો उड्डुपाणे નું ભ્રષ્ટ રૂપ જ છે, જે વિદ્વાન વાચકો અને શોધકો સહજ સમજી શકશે. બીજી વાચનાના વક્તવ્યમાં જણાવેલી સંગ્રહણીગાથામાં આવતા दए શબ્દની ચૂર્ણિના વ્યાખ્યાનને આધારે આચાર્ય શ્રી વિજય-પ્રેમસૂરિજીની આવૃત્તિમાં कुड्डापाणे પાઠ ઉપર અર્થદર્શક ટિપ્પણી રૂપે कुंडपाणिए શબ્દ આપ્યો છે. શ્રી કમલમુનિજીએ તેમની આવૃત્તિમાં પ્રસ્તુત कुंडपाणिए શબ્દને પ્રત્યંતરના પાઠભેદરૂપે આપ્યો અને सुत्तागमे ગત નિશીથસૂત્રની વાચનામાં તો એથી પણ આગળ વધીને कुंडपाणिए શબ્દને જ મૂળ વાચનાના મૌલિક પાઠરૂપે પ્રકાશિત કર્યો. હકીકતમાં નિશીથસૂત્રની કોઈ પણ હસ્તલિખિત પ્રતિમાં कुंडपाणिए શબ્દ છે જ નહિ. ઉપર જણાવેલા दए શબ્દની ચૂર્ણિ આ પ્રમાણે છે— 'दगं' पानीयं, तच्च अण्णतरे कुण्डादिभाजने स्थितम् । અસ્તુ. આ ત્રીજા નંબરની વાચનામાં જણાવેલાં પ્રથમ (૩૧ મું) સૂત્ર અને અંતિમ સૂત્ર સિવાયનાં સૂત્રોમાં આવેલાં भिक्खू તથા अप्पाणं થી सातिज्जति સુધીનાં સૂત્રપદો નિશીથસૂત્રની સૂત્રપ્રતિઓમાં મળતાં નથી. સૌ પ્રથમ अ આવૃત્તિમાં વિશેષ સ્પષ્ટ કરવા માટે मत्तए अद्दाए આદિ પ્રત્યેક સૂત્રપદનું સંપૂર્ણ સૂત્ર કોઈ પણ પ્રતિના આધાર વિના સ્વયં આપેલું હોય એમ લાગે છે. ત્યાર પછી પ્રસિદ્ધ થયેલી આચાર્ય શ્રી વિજયપ્રેમસૂરિજીની, શ્રી કમલમુનિજીની, सुत्तागमेની અને મુનિ શ્રી નથમલજીની આવૃત્તિમાં પણ પ્રસ્તુત સૂત્રપદોના બદલે સંપૂર્ણ સૂત્રો જ આપેલાં છે. આમ છતાં अ અને મુનિશ્રી નથમલજીની આવૃત્તિમાં અમે પહેલાં જણાવેલી પ્રસ્તુત સૂત્રસંદર્ભની પહેલી વાચનામાં આપેલાં મૌલિક સૂત્રપદો જેટલાં જ સૂત્રો છે.

અર્થાત્ બીજી અને ત્રીજી વાચનામા પ્રક્ષિપ્ત થયેલાં સૂત્રપદો પૈકીનું એક પણ વધારાનું સૂત્રપદ આ બે આવૃત્તિઓમાં નથી. ડૉ. વૉલ્ટર શુબ્રીંગસંપાદિત નિશીથસૂત્રની વાચનામાં અહીં અમે પહેલી વાચનામાં જણાવ્યા પ્રમાણે જ સૂત્રપદો છે, અર્થાત્ એક એક સૂત્રપદનું સંપૂર્ણ સૂત્ર બનાવીને નથી આપ્યું, પણ હસ્તલિખિત પ્રતિઓની વાચના મુજબ જ પ્રમાણિત વાચના આપી છે. પહેલી વાચનામાં આવેલા उडुपाणे સૂત્રપદના બદલે ડૉ. વૉલ્ટર શુબ્રીંગની વાચનામાં उड्डुवाणे છે, જે તે યુગમાં જર્મનીમાં વિશિષ્ટ પ્રત્યંતરો અને સંદર્ભગ્રંથોના અભાવે થાય તે સ્વાભાવિક છે. બાકી, તેમણે જે સાધનોથી નિશીથ આદિ સૂત્રોની વાચનાઓ તૈયાર કરી છે તેવી પણ વિપુલ સાધનોથી પણ જવલ્લે જ કોઈ કરી શકે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. ઞ આવૃત્તિમાં उडुपाणे ના બદલે उड्डूपाणे છે, જ્યારે સૌપ્રથમ મુનિ શ્રી નથમલજી સપાદિત આવૃત્તિમાં પ્રસ્તુત उडुपाणे સૂત્રપદ મૂળ વાચનામાં સ્વીકાર્યું છે, તેમનો આ પાઠનિર્ણય પ્રામાણિક અને મૌલિક છે.

પ્રજ્ઞાપના તથા નિશીથસૂત્રના ઉપર જણાવેલા સૂત્રપાઠોના સ્થાનમા મુનિશ્રી પુપ્ફભિક્ખુજીએ सुत्तागमे માં જે પાઠો આપ્યા છે તેમાં તો એમની મનસ્વિતા જ કામ કરી ગઈ છે, તે જણાવીએ છીએ :

પ્રજ્ઞાપનાસૂત્રની અમારી આવૃત્તિના ૨૩૭ મા પૃષ્ઠમાં આવેલા ૯૭૨ મા સૂત્રની ૨૦૩ ક્રમાંકવાળી ગાથાના પૂર્વાર્ધનો પાઠ કોઈપણ આધાર વિના सुत्तागमे માં આ પ્રમાણે પ્રકાશિત કર્યો છે—अद्दाय असी य मणी दुद्ध पाणिय तेल्ल फाणिय तहा य। અને આગળ ૯૯૯ [૨] સૂત્રના સ્થાનમાં एवं एएणं अभिलावेणं असिं मणिं दुद्धं पाणियं तेल्लं फाणियं । જ્યારે પ્રાચીન પ્રાચીનતમ સૂત્રાદર્શોનો મૌલિક શુદ્ધ પાઠ અનુક્રમે આ પ્રમાણે છે—अद्दाय असी य मणी उडुपाणे तेल्ल फाणिय वसा य। અને एवं एएणं अभिलावेणं असिं मणिं उडुपाणं तेल्लं फाणियं वसं। નિશીથસૂત્રમાં આવતા આ સંદર્ભમાં પણ અહીં અમે સ્વીકારેલાં સૂત્રપદોની મૌલિકતા માટે અમે ઉપર જણાવી ગયા છીએ. सुत्तागमे ગત નિશીથસૂત્રમાં પણ वसासूत्र સ્વીકાર્યું નથી. પ્રજ્ઞાપનાસૂત્ર તથા નિશીથસૂત્રમા આવતો वसा શબ્દ सुत्तागमे ના સંપાદકજીને ગમ્યો નહિ હોય તેથી તેને સ્વેચ્છાએ કાઢી નાખ્યો છે. અલબત્ત, પદાર્થની દૃષ્ટિએ वसा ચરબી એ આપણને સૂગ આવે તેવો પદાર્થ છે જ, પણ તેનો એવો અર્થ નથી કે આપણે સૂત્રપાઠોમાં આવતા શબ્દોને સ્વેચ્છાએ સ્વીકારીએ અને સ્વેચ્છાએ કાઢી નાખીએ. પ્રત્યેક સમયની સાથે એનો આધ્યાત્મિક ઉપરાંત સામાજિક અને રાજકીય આદિ અનેક પ્રકારનો ઇતિહાસ સંકળાયેલો હોય છે. આ ઇતિહાસ તેના સમયમાં રચાયેલા ગ્રંથોની પ્રાચીનતા આદિ વિવિધ બાબતોની સાક્ષી માટે એક પ્રકારના પુરાવારૂપ ગણાય છે.

અદ્યાવધિ પ્રકાશિત થયેલી પ્રજ્ઞાપનાસૂત્રની આવૃત્તિઓ પૈકીની ध અને ઞ આવૃત્તિમાં ૯૭૨ મા સૂત્રમા આવતા उडुपाणे શબ્દના બદલે पुडुपाणे શબ્દ છે, જે उडुपाणेनું લિપિદોષજન્ય સ્વરૂપ છે. ૯૯૯ [૨] ક્રમાંકવાળા સૂત્રમાં તો उडुपाणं ના બદલે સર્વ પ્રકાશનોમાં दुद्धं पाणं પાઠ છે.

૬૭. ૧૮૬૭ મા સૂત્રમાં આવેલો जे पोग्गले पक्खेवाहारत्ताए गेण्हंति तेसिं असंखेज्जइभागमाहारेंति णेगाइं च णं भागसहस्साइं अफासाइज्जमाणाणं अणासाइज्जमाणाणं विद्धंसमागच्छंति (પૃ૦ ૩૯૬) આ સૂત્રપાઠ પ્રાચીન-અર્વાચીન સમગ્ર હસ્તલિખિત સૂત્રપ્રતિઓ આપે છે; તેમ જ અદ્યાવધિ પ્રકાશિત થયેલી सु સિવાયની સમગ્ર આવૃત્તિઓમાં પણ આ પાઠ આવો જ છે. આ સૂત્રપાઠને અનુસરતી ટીકાની વ્યાખ્યા આ પ્રમાણે છે–यान् पुद्गलान् प्रक्षेपाहारतया गृह्णन्ति तेषामसङ्ख्येयतमं भागमाहारयन्ति 'अनेकानि पुनर्भागसहस्राणि' बहवोऽसङ्ख्येयभागा इति अस्पृश्यमानानामनास्वाद्यमानानां विध्वंसमागच्छंति। (ટીકાપત્ર ૫૦૮ પૃષ્ઠિ ૧). પ્રસ્તુત સૂત્રપાઠમાં આવેલાં अफासाइज्जमाणाणं

અને अणासाइज्जमाणाणं આ બે સૂત્રપદોનું અનુસંધાન पोग्गले પદની સાથે છે, તે ટીકાની વ્યાખ્યા ઉપરથી સ્પષ્ટ થાય છે. આમ છતાં सु આવૃત્તિમાં પ્રસ્તુત બે સૂત્રપદોને કોઈપણ આધાર વિના સ્વેચ્છાએ બદલીને अफासाइज्जमाणाइं અને अणासाइज्जमाणाइं આવાં બે ખોટાં સૂત્રપદો મૂળ વાચનામાં સ્વીકાર્યાં છે. ઉપર જણાવેલા સૂત્રપાઠમા भागसस्साइं શબ્દ છે તેના વિશેષણરૂપે આ બે સૂત્રપદોને માનીને, સૂત્રકારના હાર્દને સમજ્યા વિના જ, सुत्तागमेમાં આ બે સૂત્રપદોની ષષ્ઠીના બદલે પ્રથમા વિભક્તિ કરી હોય તેમ લાગે છે. અહીં सुत्तागमेના સંપાદકજીએ ૧૮૧૭મા સૂત્રના પ્રસ્તુત સૂત્રપાઠના માત્ર એક જ શબ્દ પછી શરૂ થતા ૧૮૧૮મા સૂત્રનો एतेसि णं भंते ! पोग्गलाणं अणासाइज्जमाणाण अफासाइज्जमाणाण य (પૃ૦ ૩૯૬) આ સૂત્રપાઠ જે सुत्तागमेમાં પણ છે જ, વાસ્તવિક શોધક દૃષ્ટિથી જોયો-વિચાર્યો હોત તોપણ તેઓ ખોટો પાઠ બનાવતાં કદાચ અચકાત.

૬૮. ૧૨૧૭મા સૂત્રમાં આવેલા गोयमा ! दोसु वा तिसु वा चउसु वा एगम्मि वा होज्जा, दोसु होमाणे आभिणिबोहियणाण० एवं जहेव कण्हलेसाणं (सू. १२१६ [१]) तहेव भाणियव्वं जाव चउहिं, एगम्मि होमाणे एगम्मि केवलणाणे होज्जा । આ સૂત્રપાઠમાં પ્રથમ આવેલું एगम्मि સૂત્રપદ स તથા म આવૃત્તિમાં પડી ગયું છે અર્થાત્ પ્રારંભનો પાઠ આ બે આવૃત્તિમા આવો છે—गोयमा ! दोसु वा तिसु वा चउसु वा होज्जा; જ્યારે सु આવૃત્તિમાં અહીં गोयमा ! एगंसि वा दोसु वा तिसु वा चउसु वा होज्जा । આવો સ્વેચ્છાએ સુધારેલો પાઠ છે. અહિ પ્રસ્તુતમાં પ્રતિપાદિત વ્યક્તવ્યના સ્પષ્ટીકરણ માટે ઉપર નોંધેલા સૂત્રપાઠના ઉત્તરભાગના મર્મનો વિચાર કરવામા આવ્યો હોત તોપણ પ્રત્યંતર જોવાની જિજ્ઞાસા થાત અને વાસ્તવિક પાઠ મેળવી શકાત.

૬૯. ૨૮૩મા પૃષ્ઠમાં આવેલું ૧૧૮૧મુ સૂત્ર सु આવૃત્તિમાં અનવધાનથી પડી ગયું છે. પ્રસ્તુત સૂત્ર સમગ્ર પ્રતિઓ અને પ્રકાશિત આવૃત્તિઓમાં છે.

૭૦. ૪૬૪મા સૂત્રની બીજી કંડિકાનો एवं उक्कोसोगाहणए वि । एवं अजहन्नमणुक्कोसोगाहणए वि । नवरं उक्कोसोगाहणए वि असुरकुमारे ठितीए चउट्ठाणवडिए । (પૃ૦ ૧૪૩) આ સૂત્રપાઠ અમને સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યો છે. આ પાઠમાં જે લખાણ મોટા અક્ષરોમા મૂક્યું છે, તેના સ્થાનમાં म આવૃત્તિમાં नवरं सट्ठाणे चउट्ठाणवडिए આવો ભ્રામક અને ખોટો પાઠ છે. सु આવૃત્તિમાં સમગ્ર પ્રતિઓમા મળતા મૌલિક પાઠ પ્રમાણે છપાયેલા स આવૃત્તિના પાઠથી વિરુદ્ધ જઈને म આવૃત્તિના ખોટા પાઠનું અનુકરણ કેમ થયું ? તે સમજી શકાતું નથી. પ્રસ્તુત સ્થાનમાં ध, स અને शि આવૃત્તિમાં અમારી વાચના જેવો જ પાઠ છે; જ્યારે अ આવૃત્તિમાં પ્રસ્તુત સ્થાનમાં તો म આવૃત્તિ જેવો જ પાઠ છે, પણ તે પાઠ (એટલે णवरं सट्ठाणे चउट्ठाणवडिए ।) પૂર્ણ થયા પછી તરત જ આવતો, સમગ્ર સૂત્રાદર્શો અને મુદ્રિત આવૃત્તિઓનો एवं जाव थणियकुमारा (સૂ૦ ૪૬૫) આ પાઠ છે, તેના બદલે अ આવૃત્તિમાં एवं जहा नेरइया तहा असुरकुमारा एवं जाव थणियकुमारा । આવો અનુપયોગી વધારે પાઠ છે. આ કારણે અહીં અમે सुत्तागमेના પાઠનું म આવૃત્તિ સાથે સામ્ય જણાવ્યું.

૭૧. પૃ૦ ૩૦૬માં આવેલા ૧૨૮૫મા સૂત્ર પછી स આવૃત્તિમાં ૧૨૮૯ થી ૧૨૯૩ સુધીનાં સૂત્રો (પૃ૦ ૩૦૭, પં. ૬ થી ૧૪) છે. અને ત્યાર પછી ૧૨૮૬, ૧૨૮૭ અને ૧૨૮૮ મું સૂત્ર અને તેના પછી ૧૨૯૪મુ સૂત્ર છે. અર્થાત્ અમારી વાચનાના ૧૨૮૫થી ૧૨૯૪ સુધીનાં ક્રમિક સૂત્રોનો स આવૃત્તિની વાચનામાં આ પ્રમાણે ઉત્ક્રમ છે—૧૨૮૫-૧૨૮૯-૧૨૯૦-૧૨૯૧-૧૨૯૨-૧૨૯૩-૧૨૮૬-૧૨૮૭-૧૨૮૮-૧૨૯૪. અભ્યાસી વાચકો અહીં સહજ સમજી શકે તેમ છે કે स આવૃત્તિમાં છપાયેલો આ ઉત્ક્રમ તદ્દન અશાસ્ત્રીય છે. આવો ઉત્ક્રમ પ્રજ્ઞાપનાસૂત્રની કોઈ પણ

હસ્તલિખિત પ્રતિમાં નથી; ન જ હોય તે સ્વાભાવિક છે. અર્થાત્ स આવૃત્તિમાં અહીં અનવધાન થયું છે. ટીકામાં પણ સમગ્ર પ્રતિઓની વાચના મુજબ અમે સ્વીકારેલા મૌલિક ક્રમ પ્રમાણે જ આ સૂત્રોની વ્યાખ્યા છે. વળી, વિશેષમાં स આવૃત્તિમાં ઉપર જણાવેલા ઉત્ક્રમથી આવેલા ૧૨૮૯ મા સૂત્રના પ્રારંભમાં આવતો तसकाइए णं तसकाइए त्ति पुच्छा। गोयमा! (પૃ૦ ૩૦૭, પં. ૬) આટલો સૂત્રપાઠ પડી ગયો છે. म આવૃત્તિમાં પણ અહીં સમિતિની આવૃત્તિ પ્રમાણે તો ઉત્ક્રમ અને પાઠપતન છે જ. ઉપરાંત, તેમાં ૧૨૯૩ મા સૂત્રના પ્રારંભમાં આવેલો सकाइयपज्जत्तए णं० આટલો પાઠ પડી જવાથી ૧૨૯૨ અને ૧૨૯૩ આ બે સૂત્રના બદલે સાવ ખોટી રજૂઆતરૂપે એક સૂત્ર બની ગયું છે, તે આ પ્રમાણે— एवं तसकाइयअपज्जत्तए पुच्छा। गोमया!. म આવૃત્તિના આ ખોટા પાઠના બદલે તેના પહેલાંની પ્રકાશિત આવૃત્તિઓમાં છપાયેલ અને સમગ્ર સૂત્રપ્રતિઓમાં નિરપવાદરૂપે વિદ્યમાન સૂત્રપાઠને અમે અમારી વાચનામાં આ પ્રમાણે સ્વીકાર્યો છે—૧૨૯૨. एवं तसकाइयअपज्जत्तए। ૧૨૯૩. सकाइयपज्जत्तए णं० पुच्छा। गोयमा!. અહીં વિજ્ઞ વાચકો સમજી શકશે કે શાસ્ત્રકાર સ્થવિર ભગવંતે જે સમાધાન સકાયિક પર્યાપ્ત માટે કર્યું છે તે સમાધાનને म આવૃત્તિનો પાઠ અપર્યાપ્ત ત્રસકાયના સંબધમા લઈ જાય છે, અર્થાત્ અપર્યાપ્ત ત્રસકાયની ઉત્કૃષ્ટી કાયસ્થિતિ સાગરોપમપૃથક્‌ત્વની છે તેમ જણાવે છે. પ્રસ્તુત ૧૨૯૨–૯૩ મા સૂત્રના સંબંધમાં सुत्तागमे ના સંપાદકજીએ પ. ભગવાનદાસજીની ઉક્ત સ્ખલનાને તો તેમની મૂળ વાચનામા કાયમ રાખી છે જ, ઉપરાંત, આ કંડિકામાં જણાવેલો પાંચ સૂત્રોનો ઉત્ક્રમ स અને म આવૃત્તિના જેવો જ सुत्तागमे માં છે. વિશેષમાં અહીં પણ એક સ્થાનમાં सुत्तागमे ના સંપાદકજીએ સ્વેચ્છાએ ખોટો પાઠ ઉમેર્યો છે, તે આ પ્રમાણે—स તથા તદનુસારે म આવૃત્તિમા ૧૨૮૯ મા સૂત્રના પ્રારંભનો तसकाइए णं भंते! तसकाइए त्ति० पुच्छा। गोयमा! આટલો સૂત્રપાઠ પડી ગયેલો છે. અહીં सुत्तागमे ના સંપાદકજીને કંઈક ઘટે છે તેમ જણાતાં તેમણે પોતાની સ્વેચ્છાએ જ પ્રસ્તુત પાઠના બદલે तत्थ णं जे से अ० स० से० આટલો અશાસ્ત્રીય ખોટો પાઠ ઉમેરી દીધો છે. સરવાળે કહેવાનું એટલું જ કે स આવૃત્તિમાં અને તદનુસારે म આવૃત્તિમાં આ કંડિકામાં જણાવેલો પાંચ સૂત્રોનો ઉત્ક્રમ છે તેવો જ ઉત્ક્રમ सु આવૃત્તિમા પણ છે, જે તત્રસ્થ સૂત્રસંબંધને તોડી નાખે છે અને જે સમગ્ર હસ્તલિખિત સૂત્રપ્રતિઓમાં નથી, તેમ જ म આવૃત્તિમાં ૧૨૯૩ મા સૂત્રનો આદિ ભાગ પડી ગયો છે (જે स આવૃત્તિમાં છે), તેવી જ રીતે सुत्तागमे ની આવૃત્તિમાં પણ પડી ગયો છે, જે સમગ્ર હસ્તલિખિત પ્રતિઓમાં છે. તેમ જ ૧૨૮૯ મા સૂત્રના પ્રારંભનો સૂત્રપાઠ, જે સમિતિની આવૃત્તિમાં તથા તદનુસારે म આવૃત્તિમાં પડી ગયો છે તેના બદલે सुत्तागमे માં સ્વેચ્છાએ રચીને ગોઠવી દીધેલો અશાસ્ત્રીય ખોટો પાઠ છે જે સમગ્ર હસ્તલિખિત સૂત્રપ્રતિઓમાં નથી. ध, अ તથા हि આવૃત્તિમાં આ કંડિકામાં જણાવેલા સૂત્રપાઠો અમારી વાચના જેવા જ મૌલિક છે.

૭૨. ૬૩૫ મા સૂત્રના અંતમા આવેલા उववज्जंति (પૃ૦ ૧૬૯, પં૦ ૬) શબ્દ પછી म અને તદનુસારે सु આવૃત્તિમાં न असंखेज्जा उववज्जंति આટલો સૂત્રપાઠ વધારે છે. આ વધારાનો સૂત્રપાઠ અમને કોઈ પણ સૂત્રપ્રતિમાં મળ્યો નથી, તેમ જ અદ્યાવધિ પ્રકાશિત શેષ આવૃત્તિઓમાં પણ નથી. અહીં ટીકાકારે વ્યાખ્યામાં વિશેષ સ્પષ્ટીકરણ કરવા માટે नासङ्ख्येयाः લખ્યું છે તેના આધારે, અથવા તો ટીકાની વ્યાખ્યાને અનુસરીને, કોઈક પ્રતિમાં કોઈએ મૂલ વાચનામાં પ્રસ્તુત પાઠ ઉમેર્યો હોય તેવી પ્રતિના આધારે, પ્રસ્તુત વધારાનો પાઠ म આવૃત્તિમાં મૂળમાં આવ્યો હોય તેમ લાગે છે.

૭૩. ૧૯૩ મા પૃષ્ઠની ૨૧ મી પંક્તિમાં આવેલા विसेसाहियाइं (સૂ૦ ૭૭૭) આ સૂત્રપદ

પછી અને चरिमंतपएसा સૂત્રપદના પહેલાં म અને તદનુસારે सु આવૃત્તિમાં पएसट्ठयाए આટલો સૂત્રપાઠ વધારે છે, જે અમને કોઈ સૂત્રપ્રતિમાં નથી મળ્યો, અને આ બે સિવાય પ્રકાશિત કોઈ પણ આવૃત્તિમાં નથી. અહીં ટીકામાં મૂળ પાઠનું પ્રતીક છે તેમાં પણ અમે સ્વીકારેલા પાઠના જેવો જ સૂત્રપાઠ છે (ટીકા, પત્ર ૨૩૧ ब).

૭૪. ૧૪૪૧ મા સૂત્રમાં આવેલો उवव [ ? जे ] ज त्ति पुच्छाए भणियाए (પૃ૦ ૩૨૪) આ સૂત્રપાઠ અમને માત્ર खं० સંજ્ઞક પ્રતિએ આપ્યો છે, તેમાં પણ उजे અક્ષર નથી. આ સ્થાનમાં અન્ય પ્રતિઓના પાઠભેદો અમે નીચે ટિપ્પણીમાં આપ્યા છે, તેમા मु० સંજ્ઞક આદર્શનો એટલે स આવૃત્તિનો જે પાઠ નોંધ્યો છે તે અનવધાનથી म આવૃત્તિનો અપાઈ ગયો છે. અહી स આવૃત્તિનો પાઠ [उववजइ] पुच्छा भणिया આવો છે, જે અમે પ્રથમ ભાગના શુદ્ધિપત્રકમા જણાવ્યો છે. અસ્તુ. પ્રસ્તુત સ્થાનમાં म આવૃત્તિનો उववजेजा पुच्छा भणिया પાઠ અમને કોઈ પણ સૂત્રપ્રતિમાં નથી મળ્યો. અહીં सु આવૃત્તિમાં म આવૃત્તિ જેવો જ પાઠ છે. घ અને अ આવૃત્તિમાં પ્રસ્તુત સ્થાનમા અનુક્રમે આ પ્રમાણે પાઠ છે—उववजइ पुच्छा भणियाए અને उववजंति पुच्छा भणिया. शि આવૃત્તિમા તો પ્રસ્તુત ૧૪૪૧ મા અને તેના પછીના ૧૪૪૨ મા સૂત્રનો પાઠ અનવધાનથી પડી ગયો છે. જુઓ શિલાગમગત प्रज्ञा० શિલાફલક ૧૮૮–૨, પંક્તિ બીજી.

૭૫. ૧૫૮૦ મા સૂત્રમા આવેલો जीव णेरइयमेदेसु भाणियव्वं આ પ્રાચીનતમ પ્રતિઓનો સૂત્રપાઠ સંગત અને પ્રામાણિક છે. घ અને अ આવૃત્તિમાં પણ અહીં જણાવેલો જ પાઠ છે. આ પાઠના બદલે અમને પ્રત્યંતરોમા जीवा णेरइयमेदेणं भाणियव्वा આવો અશુદ્ધ પાઠ મળ્યો છે, જે અમે ટિપ્પણીમાં નોંધ્યો છે. स અને शि આવૃત્તિમાં પ્રસ્તુત ટિપ્પણીમાં આપેલો જ પાઠ મૂળ વાચનામાં છે, જ્યારે म અને सु આવૃત્તિમાં અહી जीवनेरइयमेदेण भाणितव्वा આવો ખોટો પાઠ છે, જે કોઈ પણ સૂત્રપ્રતિમાં નથી.

૭૬. ૯૨૧ [૧] સૂત્રમાં આવેલો अहवणं छट्ठो वग्गो पंचमवग्गपडुप्पणो આ સૂત્રપાઠ અમને સમગ્ર સૂત્રપ્રતિઓમાં મળ્યો છે. घ, अ અને शि આવૃત્તિમાં પણ અહીં આ પ્રમાણે જ પાઠ છે. स આવૃત્તિમા આ પાઠમાનું पंचमवग्गडुप्पण्णो સૂત્રપદ અનવધાનથી પડી ગયું છે; જ્યારે म અને તદનુસારી सु આવૃત્તિમાં આ સ્થાનમાં આ પ્રમાણે પદવિપર્યાસ છે — अहवणं पंचमवग्गपडुप्पन्नो छट्ठो वग्गो, જે કોઈ પણ સૂત્રપ્રતિમાં નથી.

૭૭. ૧૮૦૫ મા સૂત્રમાં આવેલું अभिज्झियत्ताए (પૃ૦ ૩૯૪, ૫૦ ૯) આ સૂત્રપદ સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે. घ, अ અને स આવૃત્તિમા પણ આ સ્થાનમા આવો જ પાઠ છે. અહી ટીકાની મુદ્રિત આવૃત્તિમા આ પ્રમાણે વ્યાખ્યા છે — 'अभिज्झियत्ताए' अभिध्यानमभिध्या, अभिलाष इत्यर्थः, अभिध्या सञ्जाता येष्विति[૯] अभिध्यातास्तारकादिदर्शनादितप्रत्ययः, तद्भावस्तत्ता तया, किमुक्तं भवति ? **ये गृहीता आहारतया पुद्गला न ते तृप्तिहेतवोऽभूवन्निति न पुनरभिलषणीयत्वेन परिणमन्ते।** (ટીકા, પત્ર ૫૦૪, પૃષ્ઠિ ૨). ટીકાના આ પાઠમા મોટા અક્ષરમાં મૂકેલા પાઠના આધારે म આવૃત્તિમાં મૂળ પાઠમાં પ્રસ્તુત સૂત્ર આ પ્રમાણે આપ્યુ છે — अ(ण)भिज्झियत्ताए; ત્યાર પછીની शि આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપદ આ પ્રમાણે છે— अ(प्र० अण)भिज्झियत्ताए, અર્થાત્ પં શ્રી ભગવાનદાસજીએ જે પાઠને પોતાના સંશોધનરૂપે ( ) આવા કોષ્ઠકમાં મૂક્યો તે પાઠને શિલાગમમાં પ્રત્યંતરના પાઠભેદરૂપે મૂકવામાં આવ્યો, જે સમગ્ર

૯ ટીકાની મુદ્રિત આવૃત્તિમાં ण्ष्विति પાઠ છે.

સૂત્રાદર્શોમાં નથી. આ સ્થાનામા सु આવૃત્તિમાં म આવૃત્તિના જેવો જ પાઠ છે. જેસલમેર અને ખંભાતના ભંડારમાં ઉપલબ્ધ ટીકાની પ્રાચીનતમ તાડપત્રીય પ્રતિઓમાં ઉપર જણાવેલા ટીકા-પાઠમા મોટા અક્ષરમાં મૂકેલો પાઠ આ પ્રમાણે છે—ये गृहीता आहारतया पुद्गला न ते तृप्तिहेतवोऽभूवन्निति पुनरभिलषणीयत्वेन परिणमन्ते અર્થાત્ અગાઉ નોંધેલા પાઠમાં બીજી વાર આવલો न શબ્દ પ્રાચીનતમ પ્રતિઓમાં નથી. તેથી અને પ્રસ્તુત ટીકાપાઠમાં अभिज्झियत्ताए સૂત્રપદ લખીને વ્યાખ્યા કરી છે તેથી, અહી સમગ્ર સૂત્રપ્રતિઓ આપે છે તે अभिज्झियत्ताए પાઠ જ બરાબર માનવો જોઈએ. આ વિષયમાં એક વસ્તુ વિચારણીય છે : અહીં નારકોના આહારપુદ્ગલોના પરિણમનના નિરૂપણમા अभिज्झियत्ताए શબ્દ છે. આવો જ શબ્દ १८०६ [१] સૂત્રમાં અસુરકુમાર દેવોના આહારપુદ્ગલોના પરિણમનના નિરૂપણમાં છે. જોકે શિલાગમ[१०] સિવાયની પ્રકાશિત સર્વે આવૃત્તિઓમાં પ્રસ્તુત १८०६ [१] સૂત્રમા अभिज्झियत्ताए ના બદલે भिज्झियत्ताए પાઠ છે, પણ અમે જોયેલી સમગ્ર પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓમાં १८०६ [१] સૂત્રમાં પણ अभिज्झियत्ताए જ પાઠ છે, તેથી અમે પ્રસ્તુત બન્ને સૂત્રોમાં એકસરખો अभिज्झियत्ताए પાઠ જ સ્વીકાર્યો છે. અહીં વિચારણીય વસ્તુ એ બને છે કે નારકોના વિષયમાં વપરાયેલા દુઃખાનુભૂતિસૂચક સૂત્રપદોથી ઊલટાં એટલે સુખાનુભૂતિસૂચક સૂત્રપદો અસુર-કુમાર દેવોના વિષયમાં છે. કેવળ પ્રસ્તુત अभिज्झियत्ताए આ એક જ સૂત્રપદ નારક અને અસુરકુમારના આહારપરિણમનના નિરૂપણમાં એકસરખું છે. અહીં "નારકોનો આહાર એવો તુચ્છ હોય કે જે લીધા પછી તેમને તૃપ્તિ અનુભવાતી નહીં હોય તેથી તેમની અભિલાષા આહારમાં જ રહે, જ્યારે દેવોને એટલો સુંદર આહાર હોય કે તે લીધા પછી પણ તેની સુખદ યાદરૂપે તેમની અભિલાષા તે તરફ રહે" સમાધાન માટે આવું અર્થઘટન કરી શકાય. અહીં અમે એટલું જ જણાવીએ છીએ કે પ્રાચીન-પ્રાચીનતમ સૂત્રાદર્શોને અનુસરીને અમે १८०५ અને १८०६ [१] સૂત્રમાં अभिज्झियत्ताए પાઠ મૂળ વાચનામાં સ્વીકાર્યો છે.

७८. १३०४ ક્રમાક વાળા સૂત્રનો पज्जत्तयाण वि एवं चेव। આ પાઠ અમને સમગ્ર સૂત્ર-પ્રતિઓએ આપ્યો છે, અને આ સૂત્રપાઠથી પ્રસ્તુતનો સપૂર્ણ અર્થ સમજી શકાય છે. स તથા शि આવૃત્તિમા આ પાઠ પછી जहा ओहियाणं। આટલો પાઠ વધારે છે, જે અમને કોઈ પણ સૂત્રપ્રતિમાં મળ્યો નથી, આથી જ આ વધારાનો પાઠ વિશેષ સ્પષ્ટીકરણ માટે કોઈએ પાછળથી પ્રક્ષિપ્ત કર્યો હોય એમ લાગે છે. આ વસ્તુ તો एवं चेव આવા સૂત્રપાઠથી પણ સ્પષ્ટ જ છે, કારણ કે जहा ओहियाणं પાઠ પણ જો મૌલિક હોય તો તેના પહેલાં एवं चेव આવો સૂત્રપાઠ હોવો ન જોઈએ. એવી જ રીતે અહી एवं चेव લખ્યા પછી जहा ओहियाणं પાઠ નિરર્થક સિદ્ધ થાય છે. स આવૃત્તિનો આ વધારાનો સૂત્રપાઠ કોઈ પણ સૂત્રપ્રતિમાં નથી. म તથા सु આવૃત્તિમાં અહીં અમારા જેવો જ મૌલિક પાઠ છે; જ્યારે ध તથા अ આવૃત્તિમાં અહી પ્રસ્તુત મૌલિક પાઠને સંવાદી પાઠ આ પ્રમાણે છે—पज्जत्ति(त्त)याणं जहा ओहियाणं।

७९. १४०६ ક્રમાંકવાળા સૂત્રની २१३ મી ગાથામા આવેલો बल वासुदेव આ સૂત્રપાઠ અમને પ્રાચીન-પ્રાચીનતમ પ્રતિઓએ આપ્યો છે; જ્યારે ત્રણ સૂત્રપ્રતિઓએ અહીં बलदेव वासुदेव પાઠ આપ્યો છે, અને તે ध, अ, स તથા शि આવૃત્તિની મૂળ વાચનામાં પણ છે, જ્યારે म અને सु આવૃત્તિમા અમે સ્વીકાર્યો છે તે સગત પાઠ છે.

---

१०. શિલાગમની આવૃત્તિમાં અહી भि(प्र० अभि)ज्झियत्ताए પાઠ છે.

૮૦. ૧૮૧૬મા સૂત્રનું **बेइंदिया णं भंते जे पोग्गले आहारत्ताए गेण्हंति ते णं तेसिं पोग्गलाणं सेयालंसि कतिभागं आहारेंति कतिभागं अस्साएंति ?** (પૃ૦ ૩૯૫) આ પ્રશ્નવાક્ય જ સંગત અને મૌલિક છે. અહીં पु २ સંજ્ઞક પ્રતિ સિવાયની સમગ્ર સૂત્રપ્રતિઓએ ઉપરનો પાઠ આપ્યો જ છે; જ્યારે पु २ સંજ્ઞક પ્રતિમાં તેમ જ अ, स અને शि આવૃત્તિમાં ઉપરના પાઠના પ્રારંભનો ભાગ આ પ્રમાણે છે, જે અસંગત છે—**बेइंदियाणं भंते ! पुच्छा । गोयमा ! जे पोग्गले......** અર્થાત્ આ અસગત પાઠમાં ચાલુ પ્રશ્નવાક્યને पुच्छा શબ્દથી પૂર્ણ કર્યું છે અને તેમાં **गोयमा !** શબ્દથી સમાધાનરૂપ ઉત્તરવાક્યનો પ્રારંભ કર્યો છે, જેનો કોઈ મેળ બેસી શકે જ નહી. घ આવૃત્તિમાં અહીં **बेइंदियाणं भते ! पुच्छा । जे पोग्गले...**આ પ્રમાણે છે; અહીં પણ पुच्छा । શબ્દ અર્થહીન અને અમૌલિક છે; જ્યારે म આવૃત્તિમાં घ આવૃત્તિના જેવો જ પાઠ છે, પણ તેમને पुच्छा । શબ્દ ખટક્યો લાગે છે, જેથી [ ] આવા કોષ્ઠકમાં पुच्छा । શબ્દ આપીને તેની અનુપયોગિતા જણાવી છે. તે પછીની सु આવૃત્તિમાં આ पुच्छा । શબ્દને સ્વીકાર્યો નથી તેથી આ સ્થાનમાં અમારી વાચના જેવો પાઠ છે.

[૧૧] ૮૧. ૪૧ મા સૂત્રમા આવતા तया वि અને पवाला वि (પૃ૦ ૧૮, પં૦ ૧) આ બે સૂત્રપદો स અને शि આવૃત્તિમાં પડી ગયાં છે; જ્યારે म અને सु આવૃત્તિમાં પ્રસ્તુત બે સૂત્રપદો છે.

૮૨. ૪૫૨ મા સૂત્રના અંતમાં આવેલો तिहिं अण्णाणेहि (પૃ૦ ૧૪૦, પં૦ ૩) આ સૂત્રપાઠ स તથા शि આવૃત્તિમા પડી ગયો છે; જ્યારે म અને सु આવૃત્તિમાં છે.

૮૩. ૧૦૧૯ મા સૂત્રમા આવતું घाणिंदियअत्थोग्गहे (પૃ૦ ૨૫૧, પં૦ ૨૫–૨૬) આ સૂત્રપદ स તથા शि આવૃત્તિમા પડી ગયુ છે; म અને सु આવૃત્તિમા છે.

૮૪. ૧૦૪૬ [૮] સૂત્રમાં આવેલો **केवतिया बद्धेल्लगा ? गोयमा ! णत्थि** આ સૂત્રપાઠ स તથા शि આવૃત્તિમાં પડી ગયો છે; જ્યારે म અને सु આવૃત્તિમાં છે.

૮૫. ૧૩૧૦ મા સૂત્રમા આવેલો अणंत कालं (પૃ૦ ૩૦૮, પં૦ ૨૧) આ સૂત્રપાઠ स તથા शि આવૃત્તિમાં પડી ગયો છે; જ્યારે म અને सु આવૃત્તિમા છે.

૮૬. ૧૫૬૬ મા સૂત્રમાં આવેલો आहारगसरीरस्स जहण्णिया ओगाहणा असंखेज्जगुणा આ સૂત્રપાઠ स તથા शि આવૃત્તિમાં પડી ગયો છે, જ્યારે म તથા सु આવૃત્તિમાં છે.

૮૭. ૧૮૬૦ મા સૂત્રમા આવેલો जाव वेमाणिया આ સૂત્રપાઠ स તથા शि આવૃત્તિમાં પડી ગયો છે; म અને सु આવૃત્તિમા પ્રસ્તુત પાઠ છે.

૮૮. ૧૯૩[૧] સૂત્રમાં આવેલુ अट्ठसु (પૃ૦ ૬૭, પં૦ ૮) આ સૂત્રપદ स આવૃત્તિમા પડી ગયુ છે, જ્યારે म અને सु આવૃત્તિમાં છે. शि આવૃત્તિમા તો પ્રસ્તુત સૂત્રના સમગ્ર સૂત્રપ્રતિઓએ આપેલા **उवरिं हेट्ठा य एगं जोयणसयं वज्जेत्ता मज्झे अट्ठसु जोयणसतेसु** આ મૌલિક સૂત્રપાઠના બદલે માત્ર **उवरि जाव अट्ठजोयणसएसु** આવો સંક્ષિપ્ત પાઠ આપીને કોઈ પણ આધાર વિના વાચના ટૂંકાવી છે.

૮૯. ૧૦૬ મા પૃષ્ઠમાં આવેલા ૩૧૬ મા સૂત્રનો સમગ્ર સૂત્રપાઠ स આવૃત્તિમાં પડી ગયો છે; જ્યારે म, शि અને सु આવૃત્તિમાં છે.

---

૧૧. ૮૧ મીથી ૧૦૫ મી કંડિકામા જણાવેલા પાઠો ध અને अ આવૃત્તિમાં નથી. આ કંડિકાઓમાં જણાવેલાં સ્થાનોની અમારી મૂળ વાચનાના પાઠ અમને સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યા છે

૯૦. ૩૩૨ મા સૂત્રમાં આવેલું संखेज्जसमयठितीयाणं (પૃ૦ ૧૦૯, પં૦ ૪) આ સૂત્રપદ स આવૃત્તિમાં પડી ગયું છે म તથા सु આવૃત્તિમાં છે; જ્યારે शि આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપદનું संखेज्ज-समय० આવું ટૂંકુ રૂપ છે.

૯૧. ૪૫૨ મા સૂત્રમાં આવેલા °मणपज्जवनाणपज्जवेहि य छट्ठाणवडिए (પૃ૦ ૧૪૦, પં૦ ૨) આ પાઠનો અંતિમ पज्जवेहि य छट्ठाणवडिए આટલો સૂત્રપાઠ स આવૃત્તિમાં પડી ગયો છે. म, शि અને सु આવૃત્તિમાં આ પાઠ છે.

૯૨. ૯૨૩ મા સૂત્રમાં આવેલો जोतिसियाणं एवं चेव। णवरं (પૃ૦ ૨૨૮, પં. ૧૩) આ સૂત્રપાઠ स આવૃત્તિમાં પડી ગયો છે. म, शि અને सु આવૃત્તિમાં પ્રસ્તુત પાઠ છે.

૯૩. પૃ૦ ૩૦૨ ની બીજીથી ચોથી પંક્તિમાં આવેલો સૂત્રાંક ૧૨૫૭ [૭] તથા ૧૨૫૭ [૮] નો સમગ્ર સૂત્રસંદર્ભ स આવૃત્તિમા પડી ગયો છે. म, शि અને सु આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રસંદર્ભ છે.

૯૪. ૧૭૨૩ મા સૂત્રમાં આવેલુ राइंदिएहिं (પૃ૦ ૩૮૦, પ૦ ૧૦) આ સૂત્રપદ स આવૃત્તિમાં પડી ગયુ છે. म અને सु આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપદ છે: જ્યારે शि આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપદના બદલે दिवसेहिं આવુ સૂત્રપદ છે.

૯૫. ૪૩ મા સૂત્રની ૨૬ મી ગાથાના પૂર્વાર્ધમા આવેલા चंपगजाती णवणीइया य कंदो આ પાઠના જેવો જ પાઠ म અને सु આવૃત્તિમાં છે; જ્યારે स અને शि આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમા चंपकजीइ णिइया कुंदो(कंदो) આવો ખોટો પાઠ છે.

૯૬. ૨૪૭ મા સૂત્રમાં આવેલા सुहुमवणस्सइकाइया असंखेज्जगुणा (પૃ૦ ૯૩, પં૦ ૪) આ પાઠના જેવો જ પાઠ म અને सु આવૃત્તિમા છે; જ્યારે स અને शि આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના असंखेज्जगुणा સૂત્રપદના સ્થાનમાં अणंतगुणा આવુ ખોટુ સૂત્રપદ છે. અહી ટીકામા પણ सूक्ष्मवनस्पतिकायिका असङ्ख्येयगुणाः (ટીકા પત્ર ૧૩૧ પૃષ્ઠિ ૧ પં૦ ૭) આવી સ્પષ્ટ વ્યાખ્યા છે.

૯૭. ૧૭૪૪મા સૂત્રમા આવેલા पज्जत्तापज्जत्तियं (પૃ૦ ૩૮૩, પ૦ ૧૧–૧૨) આ સૂત્ર-પદના જેવો જ પાઠ म તથા सु આવૃત્તિમાં છે; જ્યારે स અને शि આવૃત્તિમાં પ્રસ્તુત પાઠના સ્થાનમાં अपज्जत्तापज्जत्तियं આવો ખોટો પાઠ છે.

૯૮. ૨૧૬૯મા સૂત્રમાં આવેલા एसुहुमा णं (પૃ૦ ૪૪૩ પં. ૧૭) આ સૂત્ર પાઠના જેવો જ પાઠ म અને सु આવૃત્તિમાં છે. ટીકામાં પણ 'एसुहुमा णं 'ति एतावत्सूक्ष्माः આવી મૂળ પાઠાનુસાર વ્યાખ્યા છે; જ્યારે અહી स અને शि આવૃત્તિમા सुहुमा णं આવો અમૌલિક પાઠ છે.

૯૯. ૧૭૧૭મા સૂત્રમાં અમને બધી પ્રતિઓમાં મળેલા ऊणा, सेसं तं चेव, (પૃ૦ ૩૭૯) આ સૂત્રપાઠના બદલે स આવૃત્તિમાં ऊणा सेसा, (उ०) तं चेव पडिपुण्णं बंधंति આવો પાઠ છે. शि આવૃત્તિમાં અહીં સમિતિની વાચના જેવો જ પાઠ છે, પણ તેમાં उक्कोसेणं પાઠનો નિર્દેશ કરતો કોષ્ઠમાં મૂકેલો (उ०) નથી; જ્યારે म અને सु આવૃત્તિમાં ऊणा, सेसं तं चेव पडिपुण्णं बंधंति આવો પાઠ છે. આ પાઠના અંતમાં આવેલાં पडिपुण्णं बंधंति આ બે સૂત્રપદો અમને કોઈ પણ સૂત્રપ્રતિએ આપ્યાં નથી.

૧૦૦. ૪૪૦ મા સૂત્રમા આવેલા हालिद्दवण्णपज्जवेहिं (પૃ૦ ૧૩૭ પં૦ ૭) આ સૂત્રપદના પહેલાં स આવૃત્તિમાં અનવધાનથી પ્રસ્તુત સ્થાનમાં કોઈક પ્રતિનો વધારાનો પાઠ પણ મૂળ

વાચનામાં દાખલ થઈ ગયો છે, એટલે કે પ્રસ્તુત સૂત્રપદના બદલે पीयवन्नपज्जवेहिं हालिद्दवण्णपज्जवेहिं આવાં બે સૂત્રપદો છે. शि આવૃત્તિમાં પ્રસ્તુત સૂત્રપદના સંદર્ભના णीलवण्णपज्जवेहिं लोहियवण्ण-पज्जवेहिं हालिद्दवण्णपज्जवेहिं सुक्किलवण्णपज्जवेहि य छट्ठाणवडिए (પૃ० १३७, પં० ७–८) આ સમગ્ર પ્રતિઓએ આપેલા સૂત્રપાઠના બદલે नीललोहियपीयहालिद्दसुक्किले० छट्ठाणवडिए આવો ટૂંકો પાઠ છે. આમાંય पीय શબ્દ તો બિલકુલ અમૌલિક છે. આગમોમાં કાલ, નીલ, લોહિત, હાલિદ્ર અને શુકલ આ પાંચ વર્ણો જ જણાવ્યા છે. આમાંનું કાલવર્ણસંબંધિત વક્તવ્ય પ્રસ્તુત સૂત્રપદના પહેલા આવી ગયું છે (જુઓ પૃ० १३७, પં० २). આથી અહીં स અને शि આવૃત્તિનો પાઠ સાચો નથી, જ્યારે म અને सु આવૃત્તિમાં અમારી વાચના જેવો જ પાઠ છે.

१०१. १९७ મા સૂત્રમાં આવેલા साण साणं विमाणावाससतसहस्साणं (પૃ० ७०, પ० १९) આ સૂત્રપાઠ પછી स અને शि આવૃત્તિમાં साणं साणं अग्गमहिसीणं આટલો સૂત્રપાઠ વધારે છે, જે અમને કોઈ પણ સૂત્રપ્રતિમાં મળ્યો પણ નથી, અને અસંગત હોવાથી તેની જરૂર પણ નથી, પ્રસ્તુત વધારાનો બિનજરૂરી પાઠ म અને सु આવૃત્તિમાં નથી.

१०२. २७ મા પૃષ્ઠની છઠ્ઠી પંક્તિમાં આવેલા से त्त साहारणसरीरबादरवणस्सइकाइया આ સૂત્રપાઠ પછી स આવૃત્તિમા से त्तं साहारणवणस्सइकाइया આટલો સૂત્રપાઠ વધારે છે. પ્રસ્તુત વધારાનો સૂત્રપાઠ અમને કોઈ પણ સૂત્રપ્રતિમાં મળ્યો નથી, તેથી અને પ્રસ્તુત સ્થાનની ટીકાની વ્યાખ્યામાં से त्तमित्यादिनिगमनचतुष्टयं सुगमम् (ટીકા, પત્ર ४१, પૃષ્ઠિ १) આવું સ્પષ્ટ જણાવ્યું છે તેથી પણ પ્રસ્તુત વધારાનો પાઠ બિનજરૂરી છે એમ કહી શકાય, કારણ કે તેને જો સ્વીકારીએ તો ચારના બદલે પાંચ નિગમન થાય છે. म અને सु આવૃત્તિમાં આ બિનજરૂરી વધારાનો સૂત્રપાઠ નથી.

१०३. ६३५ મા સૂત્રમાં આવેલા एक्को (પૃ० १६९, પં० ५) આ સૂત્રપદના બદલે स આવૃત્તિમાં एक्कं પાઠ છે, જે કોઈ પણ પ્રતિમાં નથી અને બિનજરૂરી છે. म, शि અને सु આવૃત્તિમાં અહીં મૌલિક एक्को પાઠ જ છે.

१०४. १२३६ મા સૂત્રમાં આવેલા परियावण्णाणं આ સૂત્રપદના બદલે स આવૃત્તિમા અનવધાનથી થયેલો परियावन्नेणं પાઠ છે; જ્યારે म शि અને सु આવૃત્તિમાં परियावन्नाणं આવો શુદ્ધ પાઠ છે.

१०५. १२७७ મુ અને १२७८ મુ આ બે સૂત્રો स આવૃત્તિમાં १२८४ મા સૂત્રની પછી છે. આવો ઉત્ક્રમ કોઈ પણ સૂત્રપ્રતિમા નથી અને તે અસંગત પણ છે. म, शि અને सु આવૃત્તિમાં પ્રસ્તુત બે સૂત્રો અમારી વાચના પ્રમાણે યથાસ્થાને જ છે.

१०६. १८६४ મા સૂત્રમાં આવેલા मणभक्खणे कते (પૃ० ४००, પં० १०) આ સૂત્રપાઠના બદલે स, म અને सु આવૃત્તિમાં मणभक्खीकते પાઠ છે, જે કોઈ પણ સૂત્રપ્રતિમાં મળતો નથી. घ, अ તથા शि આવૃત્તિમાં અહીં મૌલિક मणभक्खणे कते પાઠ છે.

१०७. २१७३ [२] સૂત્રમાં આવેલો कायजोगण्णं (પૃ० ४४४) અર્થાત્ कायजोगं णं આ સૂત્રપાઠ पु २ સિવાયની સમગ્ર સૂત્રપ્રતિઓએ આપ્યો છે. અહીં પ્રસ્તુત પાઠના બદલે पु २ પ્રતિનો જે कायजोगे णं પાઠ છે તે જ પાઠ सु સિવાયની અદ્યાવધિ પ્રકાશિત થયેલી આવૃત્તિઓમાં મૂળ પાઠરૂપે છે. અહીં અમે મૂળમાં સ્વીકારેલા પાઠ પ્રમાણે જ ટીકાની વ્યાખ્યા આ પ્રમાણે છે —काययोगं पुनर्युञ्जानः. सुत्तागमे ની આવૃત્તિમાં તેના પૂર્વની આવૃત્તિમાં ન છપાયો હોય તેવો માત્ર આ એક જ શુદ્ધ પાઠ અમે જાણી શક્યા છીએ.

## ઋણસ્વીકાર

પ્રજ્ઞાપનાસૂત્રના પ્રથમ ભાગના 'સંપાદકીય' (પૃ૦ ૧૮–૧૯) માં જેમનો નિર્દેશ કર્યો છે તે શાસ્ત્રાભ્યાસી મુનિવરો, વિદ્વાનો અને અન્ય મહાનુભાવોના ઋણસ્વીકારનો નિર્દેશ અહીં પણ અમે તથાપ્રકારે જાણી લેવાની ભલામણ કરીએ છીએ.

મુંબઈ
સં૦ ૨૦૨૭ ફાગણ સુદિ ૭
બુધવાર, તા. ૩–૩–૭૧

મુનિ પુણ્યવિજય
દલસુખ માલવણિયા
અમૃતલાલ ભોજક

# INTRODUCTION

## AṄGABĀHYA WORKS AND THEIR RELATION TO AṄGA WORKS

The *Āgamas* considered to be extant by the Śvetāmbara Jaina tradition have undergone different stages of composition. In the first stage the *Aṅga* works were composed or compiled. According to the tradition it is *gaṇadharas*, the direct principal disciples of a *Tīrthankara*, who compose the *Aṅga* works. So, it can be said that out of the extant Jaina *Āgamas* the oldest are the *Anga* works. In these *Anga* works the *gaṇadharas* have collected the preachings and teachings of Lord Mahāvīra and have also described the episodes of his life-story The extant *Aṅga* works are composed or compiled by a *gaṇadhara* named Sudharmā. And through tradition they have come down to us in the form of *śruta*. We have a reason to believe that a tradition of that sort of preachings which Mahāvīra delivered had run its course and was present even in the days of Lord Mahāvīra, he followed it, and having made selection, additions and alterations in it proper to his time and place he prepared his own preachings and gospels. The tradition explicitly states that the composition of twelve *Aṅga* works (*dvādaśāṅgī*) is based on the 'Pūrva' literature.

The *Āgama* literature known by the name of '*Pūrva*' is not extant. Only a list of the titles of the '*Pūrva*' works and only a table of their contents are available. The term '*Pūrva*' itself suggests that a literature known by that term might have been traditionally prevalent before the days of Lord Mahāvīra. Moreover, the tradition informs us that the '*Pūrva*' literature was included in the twelfth *Anga* work named *Drstivāda* which too is unfortunately lost to us. But there are many extant works and chapters in which or about which it is clearly stated that they are composed on the basis of *Dṛṣṭivāda* or that they are composed on the basis of a particular '*Pūrva*' included in *Drstivāda*.[1]

It is difficult to deduce from the works of Dr. Schubring as to what his exact opinion is about *Drstivāda* and '*Pūrva*' literature. But this much is certain that he was of the opinion that the story that there was ancient literature called by the name of '*Pūrva*' on the basis of which certain works have been composed represents a false view or a misunderstanding.[2] He is not able to decide as to

1. *Āgama Yugakā Jaina Darśana*, p. 20.
2. Schubring : *Doctrine of the Jainas*, § 38, p. 74 'It is in harmony with the misunderstanding according to which..."

whether various *pravādas* (schools) ('*Purva*' literature is described as representing a *pravāda*) were really a fact or merely a fiction [3] But he opines that certain obscure names given to these *pravādas* go to corroborate the position holding them to be fiction.[4]

But it is not possible for us to agree with him on his above-mentioned view. It is so because regarding *Drstivāda*, its chapters, etc and especially regarding the *Pūrvas* there is a trifling difference between the views of Śvetāmbaras and Digambaras. This suggests that before the schism both the traditions possessed one common tradition following which both of them present the uniform facts regarding *Drstivāda* and *Pūrvas* It is really difficult to understand why one should regard as false view or misunderstanding the statement (occurring in the *Āgama* works) that *Anga* and *Angabāhya* works are based on either *Drstivāda* or a particular *Pūrva* It is so because this statement occurs even in the *Niryuktis* and also in the works like *Prajñāpanā*. Moreover, the argument adduced to prove *pravādas* to be fiction is not at all convincing.

About the relation of *Angas* and *Pūrvas* the conclusion drawn by Dr Schubring on the basis of a passage from Abhayadeva's commentary on Samavāyāngasūtra does not seem cogent. One thing he arrived at is that according to Abhayadeva *Pūrvas* do not constitute the basis of *Anga* works and the other thing he arrived at is that *Pūrvas* and *Angas* were two independent literatures and hence the former does not form the basis of the latter We quote below the passage in point in order to decide whether his above-mentioned two conclusions[5] are proper. We request the scholars to decide for themselves as to what the view of Abhayadeva himself is and also as to whether the conclusion drawn by Dr. Schubring on the basis of the passage does really follow from it.

"*atha kiṁ tat pūrvagatam? ucyate—yasmāt tīrthakaraḥ tīrthapravartanakāle ganadharānām sarvasūtrādhāratvena pūrvaṁ pūrvagataṁ sūtrārtham bhāsate, tasmāt pūrvānīti bhanitāni/ganadharāḥ punaḥ śrutaracanām vidadhānā ācārādikramena racayanti, sthāpayanti ca/matāntarena tu pūrvagatasūtrārthaḥ pūrvam arhatā bhāsito ganadharair api pūrvagataśrutam eva pūrvam racitaṁ paścād ācārādi / nanv evam yad ācāra-niryuktyām abhihitam—*

---

3 Ibid, § 38, p 75 "Whether the *pavāyas* of the *Ditthivāya* (the 12th *Anga*) were fiction or fact we do dot know."

4 Ibid, § 38, p 75 "The names of two *Aggeniya* .....for their obscurity all speak in favour of their fictitive nature"

5. Ibid, § 37, p. 74 "But he does not derive the *Angas* from the *Puvvas* . . Hence it follows that the two series were parallel to, not dependent on, each other."

*'savvesim āyāro padhamo'*[6] *ıtyādi tat katham ? ucyate/tatra sthāpanām āśritya tathoktam / iha tu aksararacanām pratītya bhaṇitaṁ 'pūrvaṁ pūrvāni krtāni' iti /"*

—*Samavāyānga-tīkā*, pp. 130–31

What Āc. Abhayadeva has said ın Sanskrit had already been saıd, even prıor to Abhayadeva, by Jınadāsa ın his *Nandī-cūrṇi.* And Āc. Haribhadra has bodıly taken thıs *Nandī-cūrni* passage ın hıs commentary (p. 88) on *Nandī. Nandī-cūrni* passage runs as follows :

*"se kiṁ tam puvvagatam ? ti, ucyate—jamhā titthakaro titthapavattanakāle ganadharāna savvasutādhārattanato puvvaṁ puvvagatasutattham bhāsati tamhā puvvatti bhaṇitā/ ganadharā puna suttarayanaṁ karentā āyārāi-kamena rayamti thavemti ya/ annāyariyamatenaṁ puna puvvagatasuttattho puvvam arhatā bhāsito, ganaharehi vi puvvagatasutam ceva puvvam raitam pacchā āyārāi/evam ukte codaka āha—ṇanu puvvā varavirud-dham/ kamhā? jamhā āyāranijjuttīe bhanitam "savvesim āyāro" gāhā [Ācārānganiryukti, gāthā 8] / ācārya āha—satyamuktam/ kintu sā thavanā/imaṁ puna akkhararayanam paducca bhanitam—puvvam puvvā katā ity arthaḥ/*

—*Nandīsutta-cunnī* (PTS) p. 75

Moreover, the vıew accepted in Jınabhadra's *Viśesāvaśyaka-bhāsya* along wıth the auto-commentary, being noteworthy, is gıven below :

*āha—śrūyate hi pūrvam pūrvāny evopanibadhyante pūrvapra-nayanād eva ca pūrvāni iti/ tatra ca samastam asti vānmayam ataḥ kim iha śesāngair angabāhyaiś ceti ? ucyate—*

[7]*jati vi ya bhūtāvāde savvassa vayogatassa otāro |*
*nijjūhanā tadhā vi hu dummedhe pappa itthī ya || 548 ||*

*'jati' gāhā | yady api drstivāde samastavānmayāvatāraḥ, tathāpi durmedhasām ayogyānāṁ strīnām cānugrahārtham anya-śrutaviśesopadeśaḥ, śrāvakāṇāṁ ca ||*

—*Viśesāvaśyakabhāsya*, p. 115

We give below the references where we are told about the works studıed by a particular disciple of a partıcular *Tīrthaṅkara* who flourıshed before Lord Mahāvīra.

In *Jñātādharmakathā* it is mentioned that Thāvaccāputta and

6. *Ācārānganiryukti, gāthā* 8.
7. This *gāthā* occurs ın *Bṛhatkalpabhāṣya* also (*gāthā* 145). See also *Āvaśya-kacūrṇi*, p. 35

five Pāṇḍava brothers[8] (sū. 128 and 130) (disciples of Lord Ariṣṭanemi), Śukaparivrājaka[9] (a disciple of Thāvaccāputta) (sū. 55), and disciples of Mallijina (sū. 78)—all of them studied fourteen *Pūrvas* beginning with *Sāmāyika* (*sāmāiyamāiyāiṁ coddasapuvvāiṁ*).[10]

*Bhagavatīsūtra* (sū. 617) informs us that Kārtika Śetha, a disciple of Lord Munisuvrata, had studied fourteen *Pūrvas* beginning with *Sāmāyika* (*sāmāyiyamāiyāim coddasapuvvāim*). Again, regarding Mahabbala, a principal disciple of *Tīrthankara* Vimala, it furnishes the same information (*sū.* 432).

*Antakrddaśā* (sū. 4, 5, 7) too relates that all the disciples of *Tīrthankara* Aristanemi, except Gautama, had studied fourteen *Pūrvas*. About Gautama it informs us that he had studied eleven *Aṅgas* beginning with *Sāmāyika* (*tate ṇam se goyame . sāmāiyamāiyāiṁ ekkārasa angāiṁ ahijjati*, *sū.* 1)

On the basis of the above references we can safely conclude that before the days of Lord Mahāvīra it was the *Pūrva* literature —and not the *Anga* literature—that was prevalent and prominent. And from those references we can deduce that in the eyes of the compiler of the *Āgamas* '*Pūrva*' literature was comparatively older than the *Anga* literature This is the reason why there is no scope of contradiction in believing that '*Pūrva*' lileraturc was collected and included in the *Drstivāda* under the head of *Pūrvagata*.

The importance of *Pūrva* is proved by the fact that in the Karma literature and elsewhere where there occurs the discussion on *Śruta* it is '*Pūrva*'—and not '*Anga*'—that is accepted as the measure of *samyakśruta*. Now if *Purva* literature were absolutely a non-entity, then how can we account for the importance attached to it in the above-mentioned works ? Grades of the '*Śruta*' are discussed in *Viśesāvaśyakabhāsya* on the basis of *Avaśyakaniryukti*. Therein occurs the term '*pūrvadhara*' (knower of *Pūrvas*) and not the '*śrutadhara*' or '*aṅgadhara*' (*gāthas* 141, 531, 536, 555). From among the gāthās referred to above, the *gāthā* 536 occurs even in the *Brhatkalpabhāsya* (*gāthā* 138). And even in the *Nandīsūtra* (*sū.* 71) it is stated : "*icceyam duvālasamgam ganipiḍagaṁ*

8. In *Mahāsamādhiprakīrnaka* (*gāthā* 459) it is stated that Yudhiṣṭhira possessed the knowledge of fourteen *Pūrvas* while the remaining four brothers possessed the knowledge of eleven *Angas*.

9. There is a reference in *Jñātā* (*sū.* 56) to the effect that Śelaka, a disciple of Śuka, had studied eleven Angas beginning with Sāmāyika.

10. In *Malli-adhyayana* of *Jñātā* (*sū.* 64) it is mentioned, in the course of the story of the previous birth, that Bala who was initiated in the order of the monks by a *Sthavira* had studied eleven *Aṅgas*, viz. *Sāmāyika* etc.

*coddasapuvvıssa sammasutaṁ, abhinnadasapuvvissa sammasutaṁ, tena paraṁ bhinnesu bhayaṇā.*" Here also '*Pūrvas*' are accepted as a measure of *samyakśruta*. This cannot be accounted for in the utter non-existence of the *Pūrva* literature.

In the opinion of Ac. Haribhadra and Śīlāṅka and other commentators the meanings of the terms '*śrutakevalī*' and '*caturdaśapūrvī*' are identical. That is, nothing of the '*Śruta*' remains unknown to a *caturdaśapūrvī*.[11]

In *Vyavahārabhāsya* it is stated that in olden days the possessor of the knowledge of fourteen *Pūrvas* was considered to be a *gītārtha* but now (i. e. in the days of *Vyavahārabhāṣya*) one who possesses the knowledge of *prakalpas* is considered to be so.[12] This too can become possible if at one time or other the existence and importance of *Pūrva* literature was recognised.

Āc. Malayagiri in his commentary on *Prajñāpanā* considers Gautama *ganadhara* to be a *caturdaśapūrvī* (p. 72). Moreover, in *Kalpasūtra*[13] is given the number of Lord Mahāvīra's disciples who possessed the knowlege of fourteen *Pūrvas*. But the number of those disciples who possessed the knowledge of twelve *Angas* is not given. This shows that those who possessed the knowledge of fourteen *Pūrvas* were considered to be *śrutadhara* and as such they were given importance. Similarly, in the case of the disciples of Lord Pārśva etc. the number of only those who possessed the knowledge of fourteen *Pūrvas* is given[14]; the number of those who possessed the knowledge of twelve *Aṅgas* is not given. This too proves that there existed scriptures known by the name of *Pūrva*.

Not only *Kalpasūtra* but also *Jambūdvīpaprajñapti* (*su.* 31) gives the number of only those disciples of Ṛṣabhadeva, who possessed the knowledge of fourteen *Pūrvas*.

*Nandītherāvalī*, in the *gāthā* (35) devoted to the praise of Āc. Nāgārjuna, considers him to be the knower of *kālika śruta* (i. e. *Angas*) and *Pūrvas*. This reference proves that *kālika śruta* i. e. Anga[15] literature is different from Pūrva literature. Moreover, *Nandī* (*sū.* 78) informs us that by '*gamika*' is to be understood *Dṛstivāda* and by '*agamika*' is to be understood *Kālika* i. e. eleven

11. "*na caturdaśapūrvavıdaḥ prajñāpanīyaṁ kiñcid avıditam asti*" *Prajñāpanā*, *Haribhadravṛtti*, p. 18; *Śīlāṅka's Acārāṅgaṭīkā*, pp. 183, 185; *Prajñāpanā*, *Malayagirivṛttı*, p. 72.
12. *Uddeśa* 3 *gāthā* 173
13. *Kalpaūstra* (Ed. Punyavijayaji) *sū*. 137.
14 Ibid, sū. 157, 166, etc.
15. '*kālıkaśrutam ācārādi*' *Nandī-Hāribhadrīya-ṭıkā*, p. 69.

